

૭૮૬

યાઅલી મદદ.

# મોક્ષદ્વાર એટલે 'નિત્ય પાઠ'

અથવા

## (અજંપા જાપમાળા).

લેખક અને પ્રકાશક:

સૈયદ બાવાસાહેબ અહમદઅલી (ખાકી)

મુ૦ પીરાણા.

કિંમત પાંચ આના.



૭૮૬

## યાઅલી મદદ.

# મોક્ષદ્વાર એટલે 'નિત્ય પાઠ'

અથવા

## ( અજંપા જાપમાળા )


લેખક અને પ્રકાશક:

સૈયદ બાવાસાહેબ અહમદઅલી ( ખાકી )

મુ૦ પીરાણા.



આવૃતિ ૧ લી. પ્રત ૫૦૦

વિ૦ સં. ૧૯૭૫ ઈ૦ સ૦ ૧૯૧૯

કિંમત પાંચ આના.

સતપંથના લખેલા પુસ્તકો લલ્લુ દેવજીને ત્યાંથી મળશે.

મુ૦ પીરાણા.



ધી "ગુજરાત પ્રિન્ટીંગ પ્રેસ"માં શાહ સોમાલાલ મંગળદાસે છાપ્યું, પાંચકુવા—અમદાવાદ.

ભક્તસોધનું પુસ્તક તૈયાર થાય છે. કીંમત ૦)= આના. જેમાં ભક્ત, સાધુ વગેરેનો ખુલાસો છે. કે કેવા જોઇએ ? હાલનાં કેવા છે. એ હાલ પુર્ણ વાર્તા રૂપે છે.

## યા અલી મદદ.

# પ્રસ્તાવના.



સુજ્ઞ જ્ઞાની વંચકોની સમક્ષ આ લઘુ લેખ, મહા અમુલ્ય ભેદનો ભંડાર ધારણ કરી વિનંતી કરૂંછું કે, આટલા ટૂંકા લેખમાં પ્રસ્તાવનાની જરૂર શું હશે? એવો પ્રશ્ન ઉદભવવાનો સંભવ સેહેજે હોય! તે કારણથી મારે પ્રથમ તેનો ખુલાશો કરવા જરૂર હોવાથી જાહેર કરૂં છું, તે અસ્થાને નહિજ લેખાએ!

આ લેખમાં 'સત્પંથ' નાં મહાવાકયનો ખુલાસો, અર્થ, રહસ્ય, ગુણ, ને ભાવાર્થથી મેળવી, તેનો ખરો રહસ્ય પ્રગટ મૂકવા મારી ઉર્મિયો સતેજ થવાથી પ્રયાશ કરી સત્પથની સેવા આદરી છે. તેમજ આપણા મનુષ્ય દેહના ભાવો સ્વભાવિક સ્થુળ વર્તિએ પોષાએલા હોવાથી ભુલકણા હોય છે, તેમજ આ કાર્ય મહાદુર્ઘટ અને વિસમ હોવાથી પૂર્ણતાને પામવું અસંભવિત છે. પણ સત્પથનાં

પ્રેમે દોરેલો હોવાથી મારા મનને સંતોષવા આ એક મહા વિશાળ સમુદ્રને કુંભમાં ભરવાની ચેષ્ટા કરી છે. કારણ અદ્યાપી પ્રયંત '૨૦૦' વર્ષની અંદરથી અજ્ઞાનતાની અંધાર પછેડી આ સંપ્રદાય ઉપર પડવાથી, સત્પંથના મૂળરહસ્યો ઉંડા ઉતરતા ગયા, ને સત્પંથિયો બાહ્ય ચાળા ચેષ્ટામાં ગુંથાઇ ગુંથાઈ સત્પંથની સોધ નહિ કરતાં અધો મુખ થઇ અધોગતી એ જવા લાગ્યા. તે ત્યાં સૂધી કે મહાવાકયનાં ભેદ, અને તેના ગુણથી પણ અજ્ઞાન રહી અન્ય શબ્દોમાં દબાઈ ગયા. જો કે ઘણો ભાગ સત્પંથનો એવો તો અહંમતામાં અજ્ઞાન દશાથી બંધાઇ ગયો છે કે, નોંખા નોંખા ફાંટા પાડી સત્પંથનાં મહાવાકયને તજી પોતાને મનગમતા, ને મળતા વાકયો ઉભા કરી, સત્ય ગોરનાં વચનનું પણ અનાદર કરવા ચુકયા નથી. સત્યગોરનાં વચનનું અનાદર કરી, ધર્મ કીયો પાળવો ? એ પણ એ ફાંટાનાં પાડનારાઓ, તેમ અન્ય મહાવાકયનો બોધ આપનારાઓ તેમ લેનારાઓ સમજાવી શકતા, તેમ સમજી શકતા નથી. તેજ કારણે સત્પંથમાં બખેડા નાખી મૂર્ખપણાને લીધે કટકે કટકા કરવા મંડી પડયા, ને સત્પંથને બદ નામ કરવા લાગ્યા. તેમજ આસ્થાવાન જનોની આ-

સ્થાનો પણ લોપ થતો ચાલ્યો, ત્યાં સુધી કે ક્રિયાહિન થતા ગયા, અને કેટલાક તો સત્પથથી પણ વિમુખ થઇ ગયા. તેમ શિષ્ય વર્ગમાં પણ એટલો બધો અજ્ઞાન વધી પડયો છે કે, કોઈ પણ જન્ન શાસ્ત્ર જ્ઞાનમાં શું છે? આપણે શું કરીયે છીયે? આપણુને બોધ આપવા આવનારાઓ કેવા છે? બોધ શું કરે છે? બોધ કોણ આપી શકે? આચાર વિચાર હમારા ને બોધકનાં કેવા છે! બોધક શું બોલી રહ્યો છે? તે પણ સમજી શકતો નથી. અરે! ત્યાં સુધી કે વક્તા ગમે તે બકતો હોય, પણ શિષ્યો તો જી પુજ! જી પુજ! કહેતા જાએ છે. હાલ થોડા વર્ષથી શિષ્ય મંડલનાં લોકો બહાર દેશાવરોની શફરો કર્તા થયા, તેમ અન્ય વિવેકી પુરૂષોના સંસર્ગમાં આવ્યા, વેપાર, કંટ્રાક વગેરેમાં જોડાવવાથી જ્ઞાનની દશા કાંઇક સતેજ થતી જાએ છે. ત્યારે બીજા અજ્ઞાની વર્ગ તેઓને હોલીયા, ને ભટકેલ કહી તેઓને નીંદે છે. પણ એ ગ્રહસ્થો આસ્થાને કાયમ રાખી સત્પંથ શાસ્ત્રનો પૂરણ અભ્યાસ કરી, કાંઇ પ્રયાશ ભરી રીત રાખશે તો ઘણું કરી શકશે, ને જતે દાડે સત્પંથ કાંઇ પણ ઉજવાળ દશામાં પ્રકાશિત થશે. પણ તેમાં જ્ઞાનનીને ગરિબાઇ પ્રથમ રાખવી જોઈએ, કારણકે અજ્ઞાની જડ પુરૂષો,

ખળ, ને કઠણ હોવાથી એમનાંજ હિતની વાતો કહેતાં તેઓ છંછેડાઇ જઇ ટૂટી પડે છે. જેથી સુધારો કરતાં બિગાડ ઘણું કરી દે છે. જેમ કેટલાક દૃષ્ટાંત અત્રાપી પ્રયંત બની ચુકયા છે. તેમ શુકશ જ્ઞાની પણ ગરીબાઇ વિના બોધ આપતા ને સુધારો કરતાં, અહંકારમાં ઘેરાવવાથી; પોને ટૂટી પડી, અથડાઇ જઇ, સત્પંથથી વિમૂખ થઇ, સત્પંથને જ હિત્ત કરતાં શત્રુ થઇ સામો ઉભો રહુ છે. આ બસ્સે વરસનું અંધારૂ કાંઇ એકદમ ઉલેચાસે નહિ, પણ જ્ઞાનીજનો કાંઇ પ્રકાશમાં વધારો કરતા રહી પોતાની પ્રતિજ્ઞા દ્રઢ રાખશે, તો જરૂર કાંઇ કરશે. તમ સત્પંથનાં જ્ઞાનને શુદ્ધ ભાવે સંશોધન કરી પ્રકાશમાં લાવતા રહેશે, તો સુધારો સત્પંથમાં જરૂર વેગે વધતો જશે.

આ લેખમાં તેજ કારણો ધ્યાનમાં રાખી મુળ વાકયનો મહિમાં અંકિત્ત કરેલો છે. આવા જ્ઞાનનો ભંડાર આપણા સત્ય ગોરે આપણને ફકત એકજ શબ્દમાં સમજાવી દિધો છે; પણ આપણે કેવા જડ, ન મુર્ખ થઇ બેઠા છીયે કે તેનો કાંઇપણ યોગ્ય માહતમ્ય જાણ્યો નહિ, તેનાં ગુણોથી પણ અજ્ઞાન રહ્યા. કદી જો ફકત આ એકજ મહાવાકયનો અર્થ, રહસ્ય સમજી વર્તતા હોતે, તો પણ જરૂર સત્પંથ પૂરી રીતે

પાળી શકતે તેથી કરી મુળ વાકયનાં '૧૦૮' અંક બાંધી એક માળાનો નમુનો તૈયાર કરી, તેના '૧૦૮' અર્થ ક્રમે, ક્રમે નોખા કરી નિત્ય પાઠ કરવા ઉપ્યોગમાં આવે તેવી શરળ રીત બાંધી છે. અને શિષ્ય વર્ગ પણ ( એટલે જેઓ સત્પંથી છે, ને સત્પંથ પાળવાની આશા રાખે છે તે સર્વ ) આ મહાવાકયની '૧૦૮' અંકની માળા નિત્ય સવારમાં પાઠ કરશે, ને તેના અર્થને ભેદ જાણી સત્પંથને દ્રઢ કરશે, તો જરૂર મુક્ષ પામ્યા વગર નહિજ રહે. શિષ્ય વર્ગ જે અહિં લખેલું છે તેનો એ અર્થ એ ન લેવો કે અમુકજ વર્ણ ! અહીં સયદ, મુખી, કાકા, ભકત, પટેલ, સ્ત્રી, પુરૂષ, બાળ, યુવાન, વર્ધ એ સર્વનો સમાવેશ છે.

આ સત્પંથનાં અમુલ્ય મોતીની માળા તૈયાર કરી સર્વ મુનિવરોનાં કંઠમાં અર્પવા હમો ઉમંગી બન્યા છીએ, પણ તે પ્રયત્નને શ્રી શાહ પીર પુર્ણ કરી હમારી આશાને સુફળ કરે, ને સર્વ સત્પંથિયો સત્પંથનાં ખરા સ્વરૂપને જાણનાને પાળના બને, એવી હમારો આશિષ છે, તે શાહ પીર કબુલ કરે. આમીન. આમીન. આમીન.

જે શબ્દ નુ નિત્ય સમરણ કરવાથી, તેમજ તેનું જ્ઞાન પ્રાપ્ત થવાથી મુક્ષ પમાયે છે, તે મહાવાકયનું વિવેચન કરેલું હોવાથી, આ પુસ્તકનું નામ "મુક્ષદ્વાર" રાખવામાં

આવ્યું છે; તે આ વિવેચનં પ્રમાણે ગ્રહણ કરવાથી મોક્ષ જરૂર પમાશેજ, એ સત્યજ છે.

નિત્ય જેનું સમરણ કરવાનું છે, સત્યગોર જે શબ્દનો મહિમા બતાવે છે. જને નિત્ય પાઠ કરવાની આજ્ઞા કરે છે. તેજ શબ્દ વ્રણવામાં આવેલો હોવાથી 'નિત્ય પાઠ' ની સજ્ઞા આપવામાં હમોએ સત્ય માર્ગ ગ્રહ્યો છે.

જેને અહોનિશ, સાસે ઉસાસે ભજવાની આજ્ઞા છે, તેમજ મોક્ષ ગ્રાહિયોનો અમુલ્ય માર્ગ હોવાથી 'અજંપા જાપ માલા'નું વિશેષણિક નામ લગાડવું યોગ્યજ છે, તેમ ધારી હમોએ પ્રયાશ કરેલો છે.

જ્ઞાની પુરૂષો જરૂર ગુણ ગ્રાહક થાશેજ, ને હમારા પ્રયાસને ઉત્તેજન આપી હમોને કર્તાર્થ કરશે. હમો સર્વ જ્ઞાનીને પવિત્ર પુરૂષોને વિન્નતી કરીયે છીયે કે, આ લેખ શુદ્ધ ભાવે વાંચી અંદર રહેલી ભુલો કૃપા દ્રષ્ટે સુધારી લેશો. તેમ હમોને પણ મદદગાર થઈ તે ભુલો જણાવશો, કે બીજી આવૃતીમાં ભુલો રહેવા પામે નહિ, એટલો ઉપકાર કરી આભારી કરશો. એજ લક્ષણ જ્ઞાનીના છે. એજ અરજ.

લી૦ ખાકી.

# અર્પણ પત્રીકા.

---

## બિસ્મિલ્લાહિર્રહેમાં નિર્રહીમ.

પવિત્ર દિન બંધુ, દયાળુ દાતાર, શિર છત્ર, શ્રી અલી સાહેબની પવિત્રવંશ નાંનુર, સાચા ઇમામ, કુફ્રનાં અંધારાનાં નાશ કરનાર, શ્રી શાહ સ્વરૂપ, હઝરત સૈયદ નર અલી મહુમ્મદશાહનાં પવિત્ર નુરી આત્માની સેવામાં, આ લઘુ લેખ અર્પણ કરી, અરજ કરૂં છું કે. આપની પવિત્ર દયાના પ્રતાપે, આપના નામના પ્રેમે, મારી આ ભાવનાઓ ઉત્પન્ન થવા પામી, તે આપનોજ પ્રતાપ છે. તેથી આપનું આપને અર્પવું એ કાંઇ નવિનતા નથી, પણ દાસ વર્તિ મારી એ કાર્યથી સંતોષ પામે છે, એથીજ મારૂં કાર્ય સફળ થયેલો માનું છું. એ આપ સ્વિકારી, દાસને કતાર્થ કરશો. એવી આશા છે. એજ અરજ.

લી૦ આપનો કૃપાભિલાષી.

આપની વંશમાં જન્મેલો કિંકર

સૈયદ આવા સાહેબ, અહમદઅલીનાં

હેજંદા સ્વિકારશોજ, એવી આશા છે.

૭૮૬

યાઅલી મદદ

# મોક્ષદ્વાર.

(ફ્ર્માન) બિસ્મિલ્લાહિર્રેહ માં નિર્રહીમ.

# પીરશાહ.

## (૧) પીરશાહ.

"પીર+શાહ"=[પીર=ઘરડો=મોટી આયુષ્યવાળો, ઘણાજ વર્ષનો જન્મેલો, (અજન્મા) ઘણા કાળનો મોટો.+શાહ=સરદાર=માલિક=બાદશાહ.] ઘરડાનો સરદાર,ઘરડાઓથી પણ ઘરડો=અનાદી કાળનો=એનાથી ઘરડો બીજો કોઇ નહિ, તેમ એના જેટલો પણ ઘરડો કોઈ નહિ તે=પાક જાત ખુદા.

## (૨) પીરશાહ.

"પીર+શાહ"=[ પીર=મોટા + શાહ=માલિક= હાકિમ, સરદાર.] મોટાઓનો સરદાર, મોટાઓનો પણ મોટો, જેથી મોટો, તેમ તેના જેવડો પણ કોઈ નહિ તેવો=વિશ્વવ્યાપિક=કુલ્લેશયય નમુહીત, પાક જાત ખુદા.

## (૩) પીરશાહ.

"પીર + શાહ"=[ પીર=મોટા મર્તબા ( પદવી ) વાળો + શાહ=સરદાર]=સૌથી મોટી પદવી ( દરજજા ) વાળો=એના જેવો કોઇ પણ મોટા દરજ્જાવાળો ન હોય તેવો, સૌનો સરદાર=પાક જાત ખુદા.

## (૪) પીરશાહ.

"પીર + શાહ"=[પીર=ઇજ્જત (આબરૂ=લાજ) વાલો + શાહ=સરદાર, માલિક, હાકિમ.] ઈજ્જત

(લાજ) વાળાઓનો પણ સરદાર. એનાથી કોઈની પણ લાજ વધારે, તેમ તેટલી પણ ન હોય તેવો =જલ્લે શાનહુ=પાક જાત ખુદા.

## (૫) પીરશાહ.

"પીર+શાહ"=[પીર=રહેમવાળો=દયાળુ+શાહ=સરદાર=માલિક.] રહેમ (દયા) વાળાઓનો પણ સરદાર(માલિક)=બહુજ રહેમ(દયા) વાળો=રહીમ. પાક જાત ખુદા.

## (૬) પીરશાહ.

"પીર+શાહ"=[પીર=આલિમ=પંન્ડિત=ઇલ્મ-વાળો=વિદ્યાવાળો.+શાહ=સરદાર, માલિક,સ્વામી.] ઇલ્મ ( વિદ્યા ) વાળાઓનો પણ સરદાર, માલિક. એથી કોઇ પણ વધારે, કે બરોબર ઇલ્મ જાણનાર ન હોય તેવો. ઇલ્મનો બનાવનાર ( પેદા કરનાર ) પાક જાત ખુદા.

## (૭) પીરશાહ.

"પીર + શાહ"=[પીર=નેક=પવિત્ર ટેવો વાલો. + શાહ=સરદાર=માલિક]. નેકો (પવિત્ર ટેવોવાળાઓ) નો પણ સરદાર, માલિક. જેની બરોબરી કોઈ પણ કરી શકે નહિ તેવો, પવિત્ર ટેવોવાલો. પવિત્રતાને ઇચ્છનાર=ચાહનાર. પાક જાત ખુદા.

## (૮) પીરશાહ.

"પીર + શાહ"–[ પીર=હિદાયત કરનાર=બોધનો આપનાર. + શાહ=સરદાર, માલિક.]હિદાયત (બોધ) નાં આપનારાઓનો પણ સરદાર (માલિક,)=તમામ જગતને બોધનો આપનારો. પાક જાત ખુદા.

## (૯) પીરશાહ.

"પીર + શાહ"=[ પીર=મુર્શદ=ગુરૂ=બ્રહ્મા. + શા

હ=સરદાર, માલિક]. પીરોનો પણ માલિક, ગુરૂ-
ઓનો પણ સરદાર, મહાબ્રહ્મ, આદબ્રહ્મ, પાક
જાત ખુદા.

## (૧૦) પીરશાહ.

"પીર+શાહ"=[ પીર=પવિત્ર ક્રિયાવાળો=નેક
કામ કરવાવાળો=સદાચારી+શાહ=સરદાર, મા-
લિક. ] સદાચારવાળાઓનો સરદાર. ( માલિક )
સદાચાર ઉત્પન્ન કરવાવાળો. સદાચારિયોને
ઇચ્છનારો.=પાક જાત ખુદા.

## (૧૧) પીરશાહ.

"પીર+શાહ"=[પીર=ઇબાદત (ભક્તિ) કરવા-
વાળો,+શાહ=સરદાર, માલિક.] ઇબાદત (ભકિત)
કરવા વાલાઓનો સરદાર ( માલિક ), ભક્તિનો
માર્ગ ઉત્પન્ન કરવાવાલો. સર્વ જેની ભક્તિ કરે
છે તે.=પાક જાત ખુદા.

## (૧૨) પીરશાહ.

" પીર + શાહ "=[ પીર=મોટો સરદાર=સર્વ અંબિયાઓનો સરદાર=આખરૂઝઝમાં નબીમહમ્મદ (સ૦)+શાહ=માલિક, ખાવિંદ, ધણી. બાદશાહ.] "પીર=મહમ્મદ, શાહ=ખુદા." મહમ્મદ ને અલ્લાહ. જેમકે હક, લાએ લાહા, ઇલ્લિલ્લાહો, મહમ્મદુર; રસુલિલ્લાહે.

## (૧૩) પીરશાહ.

" પીર + શાહ "=[ પીર=મહમ્મદ પેગમ્બર સાહેબ ( સ૦ )+શાહ=અલીશાહ (અ૦) સાહેબ] મહમ્મદ ( સ૦ ) અલી (અ૦).

## (૧૪) પીરશાહ.

"પીર+શાહ"=[પીર=ગોર=ગુરૂ, મુર્શદ + શાહ= નર=નારાયણ, ઇમામ ]=ગોરનર=બ્રહ્માનારાયણ. =મુર્શદ ને ઇમામ.

## (૧૫) પીરશાહ.

" પીર+શાહ "=[ પીર=ઇમામશાહ+પીર+શાહ =નરમહમ્મદશાહ. ] શ્રી ઇમામશાહ, તથા નરમહમ્મદશાહ.

## (૧૬) પીરશાહ.

" પીર+શાહ "=[ પીર=ગુરૂ=રસ્તો પ્રમેશ્વરનો બતાવનાર, પેગમ્બર+શાહ=સરદાર, ] સર્વ પેગમ્બરોનો સરદાર=નબીમહમ્મદ ( સ૦ )

## (૧૭) પીરશાહ.

" પીર+શાહ "=[ પીર=મોટા.+શાહ=સરદાર. ] શાહોનો સરદાર=શાહઅલી=મવ્લા મુર્તુઝા અલી.

## (૧૮) પીરશાહ.

"પીર + શાહ"=[પીર=સંતોષી=સબરવાલો, + શાહ=સરદાર, માલિક.] સંતોષીઓનો પણ સરદાર (માલિક). બહુજ સહન કરવાવાલો. કદિ પણ બદલો લેવાનીં ઇચ્છા ન રાખનાર=પાક જાત ખુદા.

## (૧૯) પીરશાહ.

" પીર+શાહ "=[પીર=માફકરનાર.+શાહ=સરદાર. ] માફ કરનારાઓનો સરદાર. અતીજ બક્ષિશ કરવાવાલો. કયામત (માધન) ને દિવસે ગુન્હેગારોને માફી આપનાર. પાક જાત ખુદા.

## (૨૦) પીરશાહ.

"પીર+શાહ"=[ પીર=બળવાન=કુદરત વાલો+ શાહ=સરદાર. માલિક] બળવાલાઓનો સરદાર.

જેનો જોડાજ નહિ તેવો કાદિર. કુદરતવાલો=પાક જાત ખુદા.

---

## (૨૧) પીરશાહ.

---

"પીર+શાહ"=[પીર=સત્યાવાલો, શક્તિવાન+શાહ=સરદાર. માલિક.] સુક્ષ્મરૂપે સર્વવ્યાપી જે સત્યાસર્વમાં પ્રેરેલી છે તેવો, અખંડ સત્યાધારી=પાક જાત ખુદા.

---

## (૨૨) પીરશાહ.

---

"પીર+શાહ"=[ પીર=-ચાચી=ઇન્સાફી,+શાહ=સરદાર. માલિક] ઈન્સાફ કરવાવાલાઓનો પણ સરદાર; કયામત (માધ્યન) ને દિવસે રાંક, રૈયત, અમીર, ગરીબ, બાદશાહ, સરદાર, વલી, પીર, પેગમ્બર, રૂષિ, મુનિ, દેવી, દેવતા, વિગેરે તમામનો એકજ રીતે ઇન્સાફ કરનાર=પાક જાત ખુદા.

---

## (૨૩) પીરશાહ.

"પીર+શાહ "=[ પીર=સત્યવકતા=સાચું બોલનાર+શાહ=સરદાર, માલિક.] સત્યવક્તા (સત્ય બોલનારા) ઓનો સરદાર, જેના બોલવામાં કોઇ જરા પણ શંકા લાવી શકે નહિ તેવો, જેના વચન (કોલ) ઉપર સર્વ જગત અનાદી કાલથી ચાલી રહી છે.ને ચાલશે ને તેજ વચનો માન્ય કરી તે વચનો ઉપર ચાલવાથી પોતાનું શ્રે માને છે, તેવો પાક જાત ખુદા.

## (૨૪) પીરશાહ.

"પીર+શાહ "=[ પીર=રસિક, મિઠાસવાલો+ શાહ=સરદાર, માલિક] રસકોનો સરદાર, મિઠાસ વાલાઓમાં મોટાઓનો મોટો, જેને ભજતાં, જેનું નામ લેતાં, જેનાં ગુણ ગાતાં મિઠાસ ઉપજે તે. જેની વાણી મિઠાસભરી મધુરી રસિક હોય, ને તેનો જોડો ત્રીલોકમાં પણ ન મળે તે. પાક જાત ખુદા.

## (૨૫) પીરશાહ.

" પીર+શાહ "=[ પીર=મોટો+શાહ=પાદશાહ ] મોટા શાહ. એકજ છે તે, તેના જેવો બરોબરીમાં કોઈ પણ કહિ શકાય નહિ તેવો. એકજ, બીજો નહિ. લાશાની. પાક જાત ખુદા.

## (૨૬) પીરશાહ.

" પીર+શાહ "=[પીર=પ્રકાશ=રોશની=અંજવાળું+શાહ=સરદાર, માલિક. ] પ્રકાશ (તેજ)નો સરદાર. જગતમાં જે પ્રકાશ (અજવાળું) છે તેનો બનાવનાર માલિક, એવો બીજો કોઇ પણ પ્રકાશવાળો નહિ તેવો. જેને ભજતાં અંત્તરમાં પ્રકાશ થાય છે તે. પાક જાત ખુદા.

## (૨૭) પીરશાહ.

" પીર+શાહ "=[ પીર=છુપા ભેદનો જાણનાર, (ગેબદાં)+શાહ=સરદાર, માલિક, પેશવા.] છુપા

ભેદના જાણનારાઓનો સરદાર, સૌથી વિશેષ ગેબનો જાણનાર. અંતઃકરણના વિચારોનો સમજનાર, અનાદિ કાળ સુધી જે થવાનું છે તેનો જાણનાર. પાક જાત ખુદા.

---

## (૨૮) પીરશાહ.

---

"પીર+શાહ"=[પીર=શાન્તીદાતા, શાન્ત કરનાર, શાંતિનો આપનાર, સુખ ને રાહેતનો આપનારો+શાહ=સરદાર, માલિક.]શાન્તી આપનારાઓનો પણ સરદાર, સૌથી મોટો શાન્તી આપનાર. વંઠેલા જીવોને ઘડિએ ઘડિએ શાન્ત કરે તેવો. પાક જાત ખુદા.

---

## (૨૯) પીરશાહ.

---

"પીર+શાહ"=[પીર=શાન્ત. આરામી+શાહ =સરદાર, માલિક.] શાન્ત રહેનારાઓનો પણ સરદાર. એના બરાબરી (સરખાઈ) પણ કોઈ

કરી શકે નહિ તેવો શાન્ત. કદી પણ અકળાતો કે ગભરાતો નથી તેવો. (જગતનાં કેટલાક પ્રાણીયો તેની આજ્ઞાથી ઉલટા વિપ્રીત કાર્યો કરે જાએ છે, તોએ જરા પણ ગભરાઈ તેને ખરાબ નથી કરતો તેવો શાન્ત.) પાકજાત ખુદા.

## (૩૦) પારશાહ.

"પીર+શાહ"=[ પીર=ડાહ્યો, શાણો, સમ્જુ.+શાહ,=સરદાર+માલિક.]ડાહ્યાઓનો પણ સરદાર. એના જેવો ડહાપણમાં કોઈ પણ નહિ તેવો. ડહાપણમાં લાશાની. એને ભજતાં હકીકતનો માર્ગ સમજવામાં આવે છે તેવું ડહાપણ પેદા કરનાર. પાક જાત ખુદા.

## (૩૧) પીરશાહ.

"પીર+શાહ"=[ પીર=આગેવાન, સૌથી પણ આગળ રહેનાર, નાયક.+શાહ=સરદાર, માલિક.]

આગેવાનોનો પણ આગેવાન. સૌથી આગળ (પહેલાં) હતો તે, જેથી કોઇ પણ આગલ હતુંજ નહિ, તેવો આગેવાન. પાક જાત ખુદા.

## (૩૨) પીરશાહ.

"પીર+શાહ"=[ પીર=સુન્અતવાલો=કારીગીરીવાલો=બહુજ હુન્નરનો જાણનાર; ને કરનારો +શાહ=સરદાર, માલિક. ] કારીગરી કરનારાઓમાં સૌથી શ્રેષ્ઠ, કે જેનો જોડો કોઇ થઇ શકેજ નહિ તેવો. જેણે આ સૃષ્ટિ (ખલ્કત) અવનવિન ભેદો ને કારીગરીથી રચી છે, તેવી ઉત્તમ કારીગરીવાલો. પાક જાત ખુદા.

## (૩૩) પીરશાહ.

"પીર+શાહ"=[પીર=ભેદનો ખોલનારો, પ્રપંચોને ઉઘાડા કરનારો, પ્રપંચોના ભેદોનો ભાંગનારો (તોડનારો).+શાહ=સરદાર, માલિક, ધણી. ] ભેદ ભાંગનારાઓમાં સૌથી મોહટો. પ્રપંચ ખોલ

(ઉઘાડ)નારાઓમાં સૌથી જબરો, સૌનો ધણી. માધ્ન (કયામત) નાં દિવસે સૌનાં ભેદ (પ્રપંચ) ઉઘાડી નાંખી કોઇનો પણ પ્રપંચ ચાલવા નહિ દેનારો. પાક જાત ખુદા.

## (૩૪) પીરશાહ.

"પીર+શાહ"=[પીર—સ્યેખ, ખ્વાજા, માલિક, ધણી.+શાહ=સરદાર, બાદશાહ, હાકિમ, હુકમ કરનારો.] માલિકોનો પણ માલિક, ધણીઓનો પણ ધણી, સ્યેખો ખ્વાજાઓનો પણ ધણી, (બાદશાહ) પાક જાત ખુદા.

## (૩૫) પીરશાહ.

"પીર+શાહ"=[પીર=સંવારનાર=શોભા આપનાર=શોભીતું કરનાર,+શાહ=સરદાર. માલિક] શોભીતું કરનારાઓનો પણ સરદાર, માલિક. એના જેવો શોભા આપનાર બીજો કોઇ નહિ, તેવો માલિક, સૃષ્ટિને સણગારનારો ધણિ. પાકજાત ખુદા.

## (૩૬) પીરશાહ.

" પીર+શાહ "=[પીર=હઝરત આદમ (અ૦)નો લકબ (વિશેષણ) છે.=મુળપુરૂષ=સૃષ્ટિની ઉત્પત્તી જેથી થઇ, તે પુરૂષ.+શાહ=સરદાર. માલિક. ] હઝરત આદમ (અ૦) નો માલિક. મુલ પુરૂષને પેદા કરનાર. પાક જાત ખુદા.

## (૩૭) પીરશાહ.

"પીર+શાહ"=[ પીર=હઝરત યાકુબ પેગમ્બર (અ૦) નો પણ લકબ (વિશેષણ) છે.+શાહ=સર-દાર. માલિક. સહાયકાર.] હઝરત યાકુબ (અ૦) નો સરદાર. માલિક,મદદ કરનારો.હઝરત યાકુબ (અ૦) નો અંધાપો ટાળનાર. હઝરત યાકુબ (અ૦) નાં પવિત્ર પુત્ર હઝરત યુશુફ પેગમ્બર (અ૦) પોતાનાં પિતાથી વિખુટા પડી ગએલને મેળવી આપનારો ખાસ, મદદગાર. પાક જાત ખુદા.

# (૩૮) પીરશાહ.

"પીર+શાહ"=[પીર=જુનો, અનાદીનો=આત્માં =રૂહ.+શાહ=સરદાર. અખંડ. માલિક. અન્નંત.] સૌથી જુનો સરદાર=અખંડ આત્મા=છે તે તું. ="તત્વંમસી."=તુંહીં સાચા સાંઇ હો=પાક જાત ખુદા.

# (૩૯) પીરશાહ.

"પીર+શાહ"=[પીર=પહેલાનો. અવ્વલ વાલો. +શાહ=માલિક, ધણી, સરદાર.] પેહેલાનો ધણી= જ્યારે કોઇ નહોતું ત દાડાનો છે,તેવો પાક ધણી. માલિક=પાક જાત ખુદા.

# (૪૦) પીરશાહ.

"પીર+શાહ"=[ પીર=ત્રણેકાલમાં હોવાવાલો= છે, છેને છે. ત્રણ કાલમાં જે જુનો કહેવરાવી શકે

તેવો ધરંડો.+શાહ=સાહેબ. રાજા=હંસરાજ=હંસ =આત્માં.] છે તે હંસ="સોહંસ"=હું....હું=પાક જાત ખુદા.

# (૪૧) પીરશાહ.

"પીર+શાહ"=[પીર=ઇજ્જત વાલો=સર્વ જેનો અદબ કરે છે તે. સર્વનો માન્યકારી.+શાહ=સરદાર. મા લક.] સર્વ જેનો અદબ કરે છે તેવો માન્યવર સરદાર ( માલિક. ) કોઈનો પણ તે અદબ કરે નહિ તેવો. પાક જાત ખુદા.

# (૪૨) પીરશાહ.

"પીર+શાહ"=[પીર=ગુરૂ,=અર્થ (ભેદ)નો બતાવનારો. અર્થને ઉઘાડનારો (ખોલનારો )+શાહ=સરદાર, ધણી, માલિક.] સર્વનો ભેદ બતાવનારો. સરદાર. અર્થનો ખોલનારો માલિક. એના જેવો ભેદુ બીજો કોઇ નહિ તેવો. પાક જાત ખુદ .

## (૪૩) પીરશાહ.

"પીર+શાહ"=[ પીર=પાલક=પોષણ કરનાર.+ શાહ=સરદાર. માલિક. ] સર્વનો પોષણ કરનાર માલિક. સર્વનો પાલક પિતા. પાક જાત ખુદા.

## (૪૪) પીરશાહ.

"પીર+શાહ"=[પીર=ખબરનો આપનાર +શાહ =માલિક. સરદાર ] ખબર આપનારાઓનો સરદાર. એના જેવી શુભ ખબર બીજો કોઈપણ આપી શકે નહિ તેવા માલિક. ( વખત વેળા પ્રમાણે શું કરવાનું છે? ને શું કરવાથી ઉત્તમતા પ્રાપ્ત થશે ? તેવી ઉત્તમ ખબરનો આપનાર.) શ્રેષ્ઠ ગોર બ્રહ્મ.

## (૪૫) પીરશાહ.

" પીર+શાહ "=[ પીર=જાણકરનાર=ચેતવણી આપનાર+શાહ=સરદાર, માલિક, હુકમ કરનાર.]

ચેતવણી આપનારાઓનો પણ સરદાર. જાણ કરનારાઓને પણ જાણકરનારો હાકિમ. જેના હુકમ કરવાથી, જાણ કરનારાઓ જાણ કરે છે તે. ચેતવણી આપનારાઓને પણ હુકમ કરનારો. (જગતનાં મનુષ્યો ભુલે છે તો તેઓને વખતો વખત ચેતાવવા સારૂ પોતાનાં ખાસ નુરથી વ્યકર્તારૂપે ચેતવણી આપનાર.) ચેતવનારાઓનો માલિક. પાક જાત ખુદા.

## (૪૬) પીરશાહ.

"પીર+શાહ"=[પીર=ભવિષ્યનો જાણનારો. ભવિષ્યનો ભાંખનારો+શાહ=સરદાર, માલિક.] ભવિષ્ય ભાંખનારાઓનો સરદાર. ત્રણે કાલની ખબરનો જાણનાર. જેના ભવિષ્ય કથનમાં નિમેષ માત્ર પણ ભુલ નથી તેવો સરદાર=પાક જાત ખુદા.

## (૪૭) પીરશાહ.

"પીર+શાહ"=[પીર=જૂઠનો શત્રુ=અસત્યનો વ્હેરી=અસત્યવાદીઓનો નાશ કરનારો.+શાહ=

સરદાર, માલિક. ] જુઠા અને અસત્યવાદીઓનો નાશ કરનારાઓનો સરદાર. અશુર સંહારનારાઓનો માલિક. પાક જાત ખુદા.

## (૪૮) પીરશાહ.

" પીર+શાહ "=[ પીર=પવિત્ર લેખક=ઉત્તમ લેખ લખનારો+શાહ=સરદાર. માલિક ] ઉત્તમ ને પવિત્ર લેખકોનો પણ સરદાર, માલિક. જેનાં લેખમાં કોઇપણ ભુલ કાઢી ન શકે, કે લેખ મટાડી શકે નહિ તેવો માલિક. કર્મ ( નસીબ-ભાવી-કરમ )નો લખનાર. પાક જાત ખુદા.

## (૪૯) પીરશાહ

"પીર+શાહ"=[પીર=પવિત્ર આજ્ઞાઓ પહોંચાડનારો. પવિત્ર ફરમાનોનો સંભળાવનાર. ખોટી ખબર કદીએ નહિ આપનાર+શાહ=સરદાર,

માલિક. ] પવિત્ર અને ઉત્તમ ફળદાયી આજ્ઞાઓજ સંભળાવનારાઓનો પણ સરદાર. પાક જાત ખુદા.

## (૫૦) પીરશાહ.

"પીર+શાહ"=[ પીર=પવિત્ર લક્ષણવાલો+શાહ સરદાર, માલિક. ] જેના લક્ષણમાં કહિએ ખોટ આવે નહિ તેવા પવિત્ર લક્ષણવાલાઓનો પણ માલિક. પાક જાત ખુદા.

## (૫૧) પીરશાહ.

"પીર+શાહ"=[ પીર=પવિત્ર વિચારવાલો+શાહ =સરદાર, માલિક. ] જેના વિચારમાં કદી પણ જરાએ વિકાર નથી હોતું, તેઓનો માલિક. એવા અતીજ ઉત્તમ વિચારવાલો. પાક જાત ખુદા.

## (૫૨) પીરશાહ

" પીર+શાહ "=[ પીર=પવિત્ર (નેક) દ્દષ્ટીવાલો +શાહ=સરદાર, માલિક. ] અજીત, પવિત્ર દ્દષ્ટી-વાલાઓનો પણ સરદાર, જેની દ્દષ્ટીમાં કદિ પણ વિકાર આવતોજ નથી તેવા. પાક જાત ખુદા.

## (૫૩) પીરશાહ.

" પીર+શાહ "=[ પીર=મોટો+શાહ=બાદશાહ. ] ઘણોજ મોટો બાદશાહ=ઘણીજ મોટી બાદશાહત ( રાજ્ય ) વાલો, જેના રાજ્ય વિના ત્રણલોક માંહે કોઈપણ ખુણો કે, અણું મૂકીયે તેટલી પણ જગ્યા ખાલી નથી, તેવો મોટો બાદશાહ. પાક જાત ખુદા.

## (૫૪) પીરશાહ.

." પીર+શાહ "=[ પીર=ધીરજ આપનારો+ શાહ=સરદાર, માલિક. ] ધીરજ આપનારાઓનો

પણ સરદાર, જેની ધીરજમાં અખુટ શાંન્તી ભરેલી હોય તેવો માલિક=કયામત ( માધન )નાં દિવસે સર્વની બક્ષીસ કરવાનો વાયદો આપનારો એવી મોટી ધીરજનો આપનાર, એજ ધીરજનાં પ્રતાપથી જગતનાં સર્વ ધર્મવાલાઓ પોતપોતાના કાર્યો ધીરજથી કરે જાય છે તેવો. પાક જાત ખુદા.

## (૫૫) પીરશાહ.

" પીર+શાહ "=[ પીર=કાયમ કરનાર=થર કરનાર+શાહ=સરદાર, માલિક. ] પૃથ્વિ અને આકાશને સ્થિર રાખનારો. તેમજ ભટકેલા મનવાલાઓને થર કરનારાઓનો સરદાર. દુનિયાની મોહોજાલમાં ફસી પવિત્ર માર્ગથી મુકરી (ફરી) જનારાઓના મન મનાવી થર કરનારાઓનો માલિક. પાક જાત ખુદા.

# (૫૬) પીરશાહ.

"પીર+શાહ"=[ પીર=પવિત્ર ટેવો ( આદતો ) વાલો+શાહ=સરદાર, માલિક. ] પવિત્ર ટેવો વાલાઓનો સરદાર, જેની આદતો હર હમ્મેશ પવિત્ર ( નેક ) હોય છે, જેમાં રંચ માત્ર પણ વિકાર નથી હોતું. જેનો જોડાજ ન મલે તેવો. પાક જાત ખુદા.

# (૫૭) પીરશાહ.

"પીર+શાહ"=[પીર=તત્વનો ખઝાનો (ભંડાર) +શાહ=સરદાર, માલિક. ] તત્વનાં ખઝાના (ભંડાર)નો માલિક, તત્વોનો પેદા કરનાર સર્વ તત્વો જેમાંથી નાકળ્યા છે તે. પાક જાત ખુદા. ૐ

# (૫૮) પીરશાહ.

"પીર+શાહ"=[ પીર=સમાનતા વાળો=જેને કોઇપણ નાનો, મોટો, વ્હાલો, અલખામણો નથી તેવો.+શાહ=સરદાર, માલિક.] જેને સમાન ભાવ છે, તેવાઓનો પણ સરદાર, જેના જેવો કોઈ ન હોય તેવો. પાક જાત ખુદા.

# (૫૯) પીરશાહ.

"પીર+શાહ"=[ પીર=હમ્મેસાંજ પાવત્ર વ્રત ધારી. ઇશ્વરી આજ્ઞા પ્રમાણે વ્રતનારો.+શાહ= સરદાર, માલિક.] પવિત્ર વ્રત પાલનારાઓનો માલિક (સરદાર). જેના વ્રતો પોતાનીજ આજ્ઞા પ્રમાણે છે, તે વ્રતનો પેદા કરનારો. પાક જાત ખુદા.

## (૬૦) પીરશાહ

"પીર+શાહ"=[ પીર=ટંટા, ફિશાદ, લડાઇ, ઝઘડા, બખેડા, નબળા આચ્રણોથી દુર રહેનાર અને રાખના =જેને નબળાં આચ્રણો વ્હાલા નથી તે.+શાહ=સરદાર, માલિક. ] ટંટા, ફિશાદાદી નબળા આંચ્રણો જેને વ્હાલા નથી, તેમ તેથી દૂર રાખવા શિખામણ આપે છે તેવાઓનો પણ માલિક ( સરદાર ). સુલેહ, રેહેમ ઇચ્છનારાઓનો માલિક (ધણી.) પાક જાત ખુદા.

## (૬૧) પારશાહુ.

"પીર+શાહ"=[ પીર=પરહેજગાર=જેને કોઇ પણ નબળા વ્યશનો નથી, તેમજ તેવા વ્યશનો વાલા પણ જેને વ્હાલા નથી, જેને નબળા વ્યશન છે તેવાઓથી રહિત.+શાહ=સરદાર,

માલિક.] તમામ પરહેઝગારોનો સરદાર,(માલિક) =જેને પરહેઝગારોજ વ્હાલા છે તેવો ધણી. પાક જાત ખુદા.

## (૬૨) પીરશાહ.

"પીર+શાહ"=[ પીર=પવિત્ર નીતિવાલો+શાહ= સરદાર, માલિક ] પવિત્ર નીતિવાલાઓનો પણ સરદાર ( માલિક )=એના જેવો પણ કોઇ પવિત્ર નીતિવાલો છેજ નહિ તેવો. પાક જાત ખુદા.

## (૬૩) પીરશાહ.

" પીર+શાહ "=[ પીર=પવિત્ર આચ્રણવાલો= જેના સર્વ આચ્રણો વિકાર રહીત હોય છે તે+ શાહ=સરદાર, માલક. ] પવિત્ર આચ્રણવાલા-ઓનો માલિક ( સરદાર ). જેનો જોડો ન મલે તેવો નિષ્કલંક પોતે. પાક જાત ખુદા.

## (૬૪) પીરશાહ.

"પીર+શાહ"=[ પીર=પવિત્ર વ્યવહારવાલો=એને જે આપ્યું હોય તેનો બદલો પૂરેપૂરો શાસ્ત્રમાં બતાવ્યા પ્રમાણે આપનારો. તેમજ જે આપવા કહેલું છે તે ગુણ, કર્મ, નાત, જાત ન જોતાં આપે જનારો.+શાહ=સરદાર, માલિક. ] જગ્તમાં ને પરલોકમાંનો મોટો વ્યવહારીયો સરદાર (માલિક). બદલો આપનારાઓનો પણ સરદાર, પુનઃ દાન, વ્રત, તિર્થ, નિયમ, સયમ, ભક્તિ આદીનાં ફળોનો આપનાર ધણી=પાક જાત ખુદા.

## (૬૫) પીરશાહ.

"પીર+શાહ"=[ પીર=બંધન રહીત=જેને કોઇ પણ જાતનો બંધ નથી તે, નિર્બંધ+શાહ=સરદાર, માલિક. ] બંધ રહીત જે રહેનારાઓ છે તેઓનો પણ સરદાર ( માલિક ). એના જેવો કોઈપણ નિર્બંધ નહિ તેવો ધણી. પાક જાત ખુદા.

## (૬૬) પીરશાહ.

"પીર+શાહ"=[ પીર=ગુણી=ગુણવાલો=જેમાં જરા પણ અવગુણ નહિ. તેવો તમામ ગુણોનોજ ભંડાર. (ખઝાનો)+શાહ=સરદાર, માલિક. ] ગુણ-વાલાઓનો પણ સરદાર ( માલિક ) એના જેવો બીજો ગુણી કોઇ પણ ન હોય, તેવો સર્વ ગુણ-ધારક ( ધારણ કરવા વાલો ) તમામ ગુણોનો પેદા કરનાર=તમામ ગુણોનો ખજાનો ( ભંડાર )=જેમાં સર્વ ગુણો મળે તે. પાક જાત ખુદા. ૐ

## (૬૭) પારશાહ.

"પીર+શાહ"=[ પીર=અવિકારી=વિકાર રહી-ત+શાહ=સરદાર, માલિક.] મહાન અવિકારી=બ્રહ્મ માઅસુમ. અવિકારીયોનો પણ સરદાર, ધણી. અવિકારી જીવોને ઉત્પન્ન કરનાર=પાક જાત ખુદા.

## (૬૮) પીરશાહ.

"પીર+શાહ"=[ પીર=ખોડખાંપણ (વનાનો= એબ્યેબ+શાહ=સરદાર, માલિક. ] જેમાં ખોડ-ખાંપણ નથી, એવા બેઅયેબો (માઅસુમો)નો પણ માલિક ( સરદાર ), એનાં જેવો બીજો કાંઇ પણ પવિત્ર નહિ, તેવો બાદશાહ=પાક જાત ખુદા.

## (૬૯) પીરશાહ.

"પીર+શાહ"=[ પીર=ધિરજવંતો=કોઇપણ કામમાં ગભરાઇ જનાર નહિ તેવો=સાહસકાર કદી પણ ન કરનાર=ધિરજથી પોતાનો વ્યવહાર ચલાવનારો.+શાહ=સરદાર, માલિક.] ધિરજવંન્તાઓનો પણ સરદાર ( માલિક ) ધિરજને પેદા કરનારો. જેની ધિરજનો પારજ નથી તેવો ધણી=પાક જાત ખુદા.

## (૭૦) પીરશાહ.

"પીર+શાહ"=[પીર=દ્રઢ=જેના વિચાર સંકલ્પો-માં કદી પણ સલવસલ થવા ન દેનારો, દ્રઢ મન-વાલો+શાહ=સરદાર, ધણી, બાદશાહ.] દ્રઢ વિચાર વાલો બાદશાહ, મક્કમ વિચારવાલો માલિક=જે પોતાના વિચારો ત્રણેકાલમાં સરખાજ અમલમાં રાખે જાય છે તેવો સરદાર=પાક જાત ખુદા.

## (૭૧) પીરશાહ.

"પીર+શાહ"=[પીર=મોટા શ્રધાળુ=નેક ઈમાની =પવિત્ર ઈમાનવાલો+શાહ=સરદાર, માલિક ] નેક-ઈમાન વાલાઓનો સરદાર. પવિત્ર શ્રધાવાલાઓ-નો માલિક. (પેદા કરનાર) શ્રધાને ઈમાનમાં કોઈ દિવસ પણ ખાપણ આવવા ન દેનારો. શ્રધાને ઈમાનને સાચવનારો. તેમ આપનારો ધણી=પાક જાત ખુદા.

## (૭૨) પીરશાહ.

"પીર+શાહ"=[ પીર=દૈવિક બળવાળો=અનુ-પમ શક્તિવાલો+શાહ=સરદાર, માલિક, ધણી. ] દૈવિક બળવાળાઓનો પણ સરદાર. અનુપમ શક્તિ ધરાવનારાઓનો પણ માલિક=જેની શકિત ( બળ )નો અંત ન પાર, તેમજ કોઇનાં પણ કળ-વામાં કે સમજવામાં ન આવે તેવો ધણી=પાક જાત ખુદા.

## (૭૩) પીરશાહ.

"પીર+શાહ"=[ પીર=પિતા તુલ્ય જગ્ત ઉપર નજરનો રાખનાર+શાહ=સરદાર, માલિક.] જગત-નાં પિતાઓનો પણ મહા પિતા, જગતનું પિતા તુલ્ય પુત્ર ગણી પોષણ કરનારો, મહા પિતા, સરદાર (ધણી). જેની સરખાઇમાં બીજો કોઇ પણ આવી શકે નહિ તેવો માલિક=પાક જાત ખુદા.

## (૭૪) પીરશાહ.

"પીર+શાહ"=[ પીર=માતા તુલ્ય સ્નેહ દાખવનાર, માતા તુલ્ય મમ્તાનો રાખનાર ( બતાવનાર )+શાહ=સરદાર, માલિક.] જેની મમ્તા જગત ઉપર માતાથી પણ અધિક છે. તેવો, માતાઓનો પણ પેદા કરનાર ધણી. માતાઓની પણ મહા માતા, આદ શક્તિ રૂપ કુદરત ધરાવનાર, મહામાયાનો પણ માલિક=પાક જાત ખુદા.

## (૭૫) પીરશાહ.

"પીર + શાહ"=[પીર=મોક્ષનો આપનાર, ગુન્હા ( પાપ ) થી છોડાવનાર ( મુક્ત કરનાર )=મુક્તિદાતા.+શાહ=સરદાર, માલિક. ] મોક્ષ દેનારાઓનો પણ માલિક, માફંત આપનારાઓનો સરદાર, અને સર્વને પેંદા કરનાર, મહા મોક્ષ દાતા=પાક જાત ખુદા.

## (૭૬) પીરશાહ.

"પીર+શાહ"=[ પીર=તત્વની ખોળ કરનાર. તત્વ વેત્તા=તત્વનો જાણનાર.+શાહ=સરદાર, માલિક, ધણી. ] *તત્વને ખોળી ભેગા કરનારાઓનો પણ પેદા કરનાર, માલિક. §તત્વને ખોળનારાઓનો પણ પેદા કરનાર, સરદાર. જેનોશાની ( જોડી ) ત્રીલોકમાં નથી તેવો=પાક જાત ખુદા.

## (૭૭) પીરશાહ.

"પીર+શાહ"=[ પીર=પ્રભુને ત્યાં ( ખુદાની દરગાહ=હજુરમાં ) માન્ય (કબુલ) થએલો પવિત્ર બંદો+શાહ=સરદાર, માલિક. ] માન્યકારી બંદાઓનો સરદાર=પવિત્ર બંદાઓ પેદા કરનારો પવિત્ર ધણી=પાક જાત ખુદા.

* તત્વ=આકાશ, પાણી, અગ્નિ, માટી ને વાયુ, એ પાચને ભેગા કરી સૃષ્ટિનો બનાવનાર.

§ તત્વ=ઉત્તમ વસ્તુનો સત્વ.

## (૭૮) પીરશાહ.

"પીર+શાહ"=[ પીર=ચેતન્ન=કોઇ દિવસ પણ ગફલત ( ભૂલ ) નખાએ તેવો.+શાહ=સરદાર, માલિક. ] ચેતન્ન રેહેનારાઓનો પણ સરદાર. અખંડ ચેતન્ય આત્મા=આખા જગતનો વ્યવહાર અખંડ એકજ ધારો ચલવે જાએ છે, છતાં જરા પણ ભૂલતો નથી, તેવો મહા ચેતન્ન=પ્રમેશ્વર=પાક જાત ખુદા.

## (૭૯) પીરશાહ.

"પીર+શાહ"=[ પીર=પ્રસાદ ( તબર્રૂક ) નો આપનારો=પોતે જે પ્રમાત્માની ભક્તિ કરી મેળવેલી પ્રસાદીરૂપ અમૃતફળ આપનાર=અખંડ સુખના માર્ગનો ભેદ બતાવનાર=ભોગવેલું ને જોએલું. બ-

તાવનાર+શાહ=સરદાર, માલિક.] અમ્મર ભેદ રૂપ, અમ્મર ફુલની પ્રસાદી આપનારાઓનો પણ ધણી (એવાઓને પેદા કરનાર) ને એના જેવો અમ્મર ફુલને ભેદ આપનાર બીજો કોઇ નહિ તેવો. જેની આજ્ઞા કે ઇચ્છાથીજ અમ્મર ભેદનો માર્ગ પ્રાપ્ત થાએ છે તેવો ધણી.=પાક જાત ખુદા.

---

## (૮૦) પીરશાહ.

---

"પીર+શાહ"=[ પીર=પ્રમાત્માનીજ ઓળખાણ કરાવનાર. બીજી અન્ય મિથ્યા વસ્તુથી પાછો ફેરવનાર+શાહ=સરદાર, માલિક.] પ્રમાત્મા (અલ્લાહ) ની ઓલખાણ કરાવનારાઓનો પણ સરદાર. (માલિક)=જેની ઇચ્છાથીજ ઓલખાણ થવા પામે છે તેવો ધણી. પવિત્ર આત્મા=પાક જાત ખુદા.

---

# (૮૧) પીરશાહ.

"પીર+શાહ"=[ પીર=કોમળ કવી. પવિત્ર કવિતા બનાવનારો. ઉત્તમ ગ્રંથનો રચનાર+શાહ=સરદાર, માલિક. ] કોમળ ને પવિત્ર કવીઓનો પણ સરદાર, ( માલિક ), જેના જેવો કોઇપણ કવી ન થઇ શકે, તેવો પવિત્ર વાણી વાલો ધણી=જેણે વેદ, કુરાનાદિ, ઇશ્વિરી પુસ્તકો રચ્યા છે તે. જેની રચેલી પવિત્ર વાણીમાં કોઇ પણ ત્રીકાલમાં ને ત્રીલોકમાં ખોડ ન કાઢી શકે તેવો પવિત્ર કવી=પાક જાત ખુદા.

# (૮૨) પીરશાહ.

"પીર+શાહ"=[ પીર=પોતાનાં જેવો પવિત્ર કરનાર.+શાહ=સરદાર, માલિક. ] પોતાના જેવો કરનારાઓનો પણ સરદાર. ( માલિક )=પોતાનાં નુરમાં મેલવી લેનારો.=પાક જાત ખુદા.

## (૮૩) પીરશાહ.

"પીર+શાહ"=[પીર=ઇશ્ક (લત્ત=મોહ)લગાડનારો. પ્રેમ ઉત્પન્ન કરાવનારો.+શાહ=સરદાર, માલિક.] ઇશ્ક (પ્રેમ) ઉત્પન્ન કરાવનારાઓનો પણ સરદાર. માલિક. ક્ષેણુ એકમાં પોતાના નુરની ઝલક પ્રકાશ=ચળકાર દેખાડી મોહિત કરાવી લેનાર (ઇશ્ક ઉત્પન્ન કરાવનાર). પાકો આશિક બનાવનાર. માલિક=પાક જાત ખુદા.

## (૮૪) પીરશાહ.

"પીર+શાહ"=[ પીર=સર્વ કળા વાલો.+શાહ=સરદાર, માલિક. ] સર્વ કળા વાળાઓનો સરદાર ( માલિક )=પેદા કરનારો. અનંત કળાવાન. અલૌકિક આત્મા. કોઈનાં પણ જાણવામાં કે સમજવામાં ન આવે તે.=પાક જાત ખુદા.

## (૮૫) પીરશાહ.

"પીર+શાહ"=[ પીર=ફકીર=હરામ વસ્તુથી ફાકા કરનાર (ભુખ્યો રહેનાર) સંતોષી. યાદે અલ્લાહ (ભક્તિ) કરનાર. પવિત્ર ધંધો કરી પોતાનું પોષણ કરનાર. (ગુજરાન ચલાવનાર)= પોતાનો નિર્વાહ પવિત્ર રોજગારેથી કરનારો.+ શાહ=સરદાર, માલિક. ) ફકીરોનો પણ માલિક (પેદા કરનાર) એના જેવો કોઇ પણ ફકીર નથી, કે નહિ થઇ શકે તેવો.=પાક જાત ખુદા.

## (૮૬) પીરશાહ.

"પીર+શાહ"=[ પીર=દીન (ધર્મ) નો રખવાલ. સત્યનો સંભાળનાર (રક્ષા કરનારો.) સત્ય ધર્મને સાચવનારો.+શાહ=સરદાર, માલિક. ] સત્ય ધર્મ-

ની રક્ષા કરનારાઓનો પણ સરદાર ( પેદા કરનાર ), સત્ય ધર્મને સાચવનારાઓનો રખવાલ ( પવિત્ર બુદ્ધી આપનાર. )=જેના લીધે સૃષ્ટિની ઉત્પત્તીથી તે આજ સુધી સત્યતા જળવાઈ રહી છે તે. તેમજ અનાદી કાળ જળવાઈ રહેશે, તેવો સરદાર. રખ-વાળોનો પણ રખવાલ=પાક જાત ખુદા.

---

## (૮૭) પીરશાહ.

---

"પીર+શાહ"=[ પીર=મોહોટો+શાહ=હાકિમ હુકમ કરનાર, સાસન કરનાર=સજા (શિક્ષા) દેનારો.] મોહોટો સજા(શિક્ષા)નો કરનાર ધણી. જેની સજા-નું નિવારણ કોઇથી પણ ન થઇ શકે તેવો બાદ-શાહ ( હાકિમ )=પાક જાત ખુદા.

---

## (૮૮) પીરશાહ.

:"પીર+શાહ"=[પીર=મોહોટા+શાહ=સત્યાવાળો. કુલ મુખ્તિયાર. તમામ ઇખ્તિયારી વાલો.] જેના તાબે ( કબ્જામાં ) સર્વ જગતની સર્વ સત્યા છે. જેમકે જરણ, મરણ, સીત, વર્ષા, અગ્ની, અચાનકાદી જેની સત્યા હઠે છે ( જેના કબજામાં છે ), તેવો મુખ્તિયાર=પાક જાત ખુદા.

## (૮૯) પારશાહ.

"પીર+શાહ"=[ પીર=મોટા+શાહ=બાદશાહ. રાજા, શાંઈ. ઇન્દ્ર.] ત્રીલોકનો મોટા બાદશાહ. દેવતાઓનો પતી ઇન્દ્ર તેનો પણ બાદશાહ. એટલે જેનાં કબ્જામાં, દેવ, હવિચા, ફિસ્તાઆદી સર્વ છે તેવો મહા ઇન્દ્ર. ઇન્દ્રનો પણ ઇન્દ્ર=પાક જાત ખુદા.

## (૯૦) પીરશાહ.

"પીર+શાહ"=[ પીર=મોટા+શાહ=માલિક. હાકિમ, બાદશાહ.] મોટા માલિક ( હાકિમ )=સ્વર્ગ, નર્ક, જમીન, આસમાન, અર્શ, કુર્શિ, લોહ, કલમ, સૂર્ય મંડલ, ચંદ્ર મંડલ, ધ્રુમંડલ, તારામંડલ, આદી સર્વ જગત જેનાં હુકમમાં છે, ને જેની આજ્ઞા પ્રમાણે હમ્મેસાં ગતી કર્યાજ કરે છે. ( જેનાં આધિનમાં છે ) તેવો=પાક જાત ખુદા.

## (૯૧) પીરશાહ.

"પીર+શાહ"=[ પીર=મોટા+શાહ=સર્વને પોતાની છાંયામાં રાખનાર. ] આખી જગત ( ચૌદે બ્રમાંડ ) ને પોતાની છાંયામાં રાખનારો છે, તે વૈરાટ રૂપે સચરાચાર વ્યાપેલો મોટા બાદશાહ=પાક જાત ખુદા.

## (૯૨) પીરશાહ.

"પીર+શાહ"=[ પીર=મોટો+શાહ=પુરેપુરો મા-લિક. ] જેનો કોઇ શરિક કે ભાગીદાર નહિ તેવો માલિક. ( વેહદહુલા શરિકે લહુ )=પાક જાત ખુદા.

## (૯૩) પીરશાહ.

"પીર+શાહ"=[ પીર=મોટો.+શાહ=મુખ્તિયાર. ચાહે તેમ કરી શકનાર. ] વખત બે વખત ચાહે તેમ કરનાર, એની નજર ( ધ્યાન ) માં આવે તેમ કોઇની પણ દરકાર કર્યા વગર કરે જનારો. તેમ કરતાં તેને કોઇપણ અટકાવી શકે નહિ તેવો સરદાર. રાતનો દિવસ, ને દિવસની રાત કરી શ-કનારો ધણી=પાક જાત ખુદા.

## (૯૪) પીરશાહ.

"પીર+શાહ"=[ પીર=મોટો.+શાહ=કુલ સત્યા-વાલો. ચાહે તે વખતે બનાવનારને તોડનાર. ]સ્ત્રીને, કે મન્યુષ્યને. કે ગમે, તો બ્રહ્માંન્ડને બનાવ-નારો કે તોડનારો માલિક.=પાક જાત ખુદા.

## (૯૫) પીરશાહ.

"પીર+શાહ"=[ પીર=યાદ રાખનાર+શાહ=સરદાર. ] યાદ રાખનારાઓનો પણ ;સરદાર=જેને અનાદિકાલ ગએલાને અનાદી કાલ જશે તે. સર્વ-માં અણુ અણુ જેટલા પણ સર્વ નાના મોહોટા બનાવોની જેને યાદ છે, ને રેહેશે. તેમ કદી પણ ભૂલતોજ નથી. તેવો મહા યાદ શક્તિ વાલો સર-દાર =પાક જાત ખુદા.

## (૯૬) પીરશાહ.

"પીર+શાહ"=[ પીર=મોટો+શાહ=શહેનશાહી-નો પૂરેપૂરો રોઓબ (જલાલત) બતાવનારો.] સર્વ જગ્ત ઉપર ઠેઠ સુધી એટલે માધન મહાપ્રલય સુધીનાં દિવસો સુધી, તેમ માધનમાં પણ પોતાનો રોઓબ પૂરેપૂરો બતાવનારો, પોતાનાં તેજમાં સર્વને આંઝી નાંખનારો માલિક=પાક જાત ખુદા.

## (૯૭) પીરશાહ.

"પીર=શાહ"=[ પીર=સર્વમાં હલી મલીને રેહે-નારો.+શાહ=સરદાર, માલિક. ] જગ્તમા જેમ મન્યુષ્ય પોતામાં હલિ મલી રહે છે તેવાઓનો સરદાર.=હલી મલીને રહે પણ તેને કોઇ જાણી કે, ઓલખી કે, સમજી શકે નહિ તેવો, તેમ ઓળખાણ પણ પાડનાર, સાથે રહેનારો માલિક.=પાક જાત ખુદા.

## (૯૮) પીરશાહ.

"પીર+શાહ"=[ પીરં=લક્ષનો દેનારો, ધ્યાનનો આપનારો.+શાંહ=સરદાર, માલિક. ]હરેકની અરજીને લક્ષ દેનારાનો સરદાર=આખીએ સૃષ્ટીની અરદાસને એકકી વેળાએ લક્ષ પૂર્વક સાંભલનારો માલિક.=પાક જાત ખુદા.

## (૯૯) પીરશાહ

" પીર+શાહ"=[ પીર=મોટો + શાહ=બળવાન. પહેલાન. સર્વ સત્યાવાળો. જેના હાથમાં ઉથલ પાથલ કરવાની સત્યા (બળ અને કળ) રહેલી છે તે.] અતીજ બળી. ઉથલ પાથલ કરી શકે તેવી શત્યા વાળાનો પણ સરદાર=એના જેવો કે બરોબરી કરી શકે તેવો બીજો કોઇ નહિ=આકાશ, પાતાલ, અ-

શાં, કુર્શી, સર્વને એક રૂમાલની માફક શકેલી શક-નાર. તેમજ તેને મરજી માફિક (પ્રમાણે) પ્રસારી (ફેલાવી) પાથરનાર. એવી અગાધ ઉથલ પાથલ કરવાની સત્યાવાલો માલિક.=પાક જાત ખુદા.

## (૧૦૦) પીરશાહ.

"પીર+શાહ"=[ પીર=પોતાની સર્વ કળાઓ ગુપ્ત રાખનાર. ફૂલણજી નહિ, ગર્વિષ્ટ નહિ, ફિસિ-ચારી ખોર નહિ તેવો, ઝીણામાં ઝીણો, સુક્ષમમાં પણ સુક્ષમ, બારિકમાં પણ બારીક.+શાહ=સર-દાર, માલિક.] ગુપ્ત (અદ્રષ્ટ) રહેનારાઓનો પણ સરદાર. જે હાજર છે, છતાં તેને કોઇ પણ સત્ય દ્રષ્ટિ જોઇ શકતો નથી, તેવો માલિક. નિરંજન નિરાકાર=કોઇનાં પણ જોવામાં ને ઓળખવામાં નાં આવે તેવો. આટલી બધી સત્તા

છતાંએ ફૂલણજીની પેઠે ફૂલકણો થઈ ગર્વિષ્ટ પણે જગતને કદી પણ કનડે નહિ તેવો. બારિક (ઝીણ) પણાંમાં બ્રાશાની. (એના જેવો કોઇ નહિ તેવો એ-કલો) માલિક=પાક જાત ખુદા.

---

## (૧૦૧) પીરશાહ.

"પીર+શાહ"=[ પીર=કલ્યાણ કરનાર, મદ્દ મચ્છરનો સંહાર કરવાની શક્તિવાળો ઇશ્વર, ગુરૂ રૂપે બોધ કરનાર બ્રહ્મા. પુરાતન, જુનો આત્માં= જીવ+શાહ=સરદાર, માલિક. ધણી છે તે.] ઘણોજ મોટો જીવ=જે શિવ છે તે.=શિ વોહંમ. જે જુનો આત્મા છે તે=સોહંસ. જે અનાદિ બ્રહ્મ છે તે=બ્ર-હ્માસ્મિ. એવા અનેક નામ ગુણ ધારી. એવા અનેક નામ ગુણથી ભજાયે છે તે.=પાક જાત ખુદા.

---

## (૧૦૨)પીરશાહ.

"પીર+શાહ"=[પીર=મોટો+શાહ=બાદશાહ,શેઠ, વેહેવારીયો, નાણાવટી. હિસાબી જગતશેઠ,વહેવારી-યાઓનો પણ વહેવારીયો, મોટો હિસાબી. જગત શે-ઠનો પણ સરદાર, જેનો જોટો (બરોબરિયો) ત્રીલોક-માં પણ નથી તેવો ધણી=બાદશાહ ]+સૃષ્ટિ મા-ત્રનું જમે ઉધાર સરખુ કરી આપનારો, આખીએ સૃષ્ટિનો હિસાબ પુરી રીતે રાખી જમે ઉધાર પુરૂં કરી લેનાર અદ્વિત પુરૂષ=પાક જાત ખુદા.

## (૧૦૩) પીરશાહ.

"પીર+શાહ"=પીર તેજ શાહ છે.

## (૧૦૪) પીરશાહ.

"પીર+શાહ"=શાહ તેજ પીર છે.

## (૧૦૫) પીરશાહ.

"પીર+શાહ"=પીરવના શાહ હોયજ નહિ.

## (૧૦૬) પીરશાહ.

"પીર+શાહ"=શાહવના પીર હોયજ નહિ.

## (૧૦૭) પીરશાહ.

"પીર+શાહ"=પીર ત્યાં શાહ (જ્યાં પીર હોય ત્યાંજ શાહ હોયજ.)

## (૧૦૮) પીરશાહ.

"પીર+શાહ"=શાહ હોય ત્યાં પીર (જ્યા શાહ હોય ત્યાજ પીર હોયજ) શાહ વિના પીર ક્ષણવાર પણ રહેતા નથી, તેમ પીર વિના શાહ પણ ક્ષણવાર રહેતા નથી. બન્ને અનાદિ કાળની પ્રથાનુસાર સાથેજ હોય છે. જેમ અનાદિકાળથી બન્ને સાથે રહી જગતનું કલ્યાણ કરતા આવ્યા છે તમે આજ પણ તેમજ છે. (પોતે બન્ને હિમપુરમાં ભેળા પધારેલા છે.તેથી અન્ય જનો જે પોતાનાં ઓદર પોશાણની કુડી લાલશાનાં લીધે જે ઢોંગ કરે છે તે મિથ્યા જાણવું.)

# લેખકની સૂચના.

આ અર્થો જે 'પીરશાહ' નાં કરવામાં આવેલા છે, તે ટૂંકમાં ઘણાજ સંકોચથી કરેલા છે. જો પૂરેપૂરા અર્થ ખુલાસા સાથ કરવામાં આવે તો, આ એક મોહોટું પુસ્તક દલદાર થાએ, તેથી ઘણાજ ટૂકાણમાં ખુલાસો કરવામાં આવેલ છે. જેથી વંચકો થોડાજ વખતમાં પોતાનાં સત્ય ધર્મનાં મહાવાકયનો ભેદ સમજી લાભ લેઇ શકે, એવી આશાએજ. થોડા ખર્ચે મોટો લાભ ગરીબ પણ મેળવે, તેનાં કારણુ અમો આ અમુલ્ય ભેદ નો ખજાનો પ્રગટ કરેલો છે. તેમજ આ સર્વ અર્થ, કાંઇ ભાવાર્થ, સબ્દાર્થ, કંઇ મહિમાનાં અર્થ, કાંઇ ગુણનાં અર્થ, કાંઇ લક્ષણનાં અર્થ, કંઇ મહાતમ્યનાં અર્થો સંપુરણ નહિ પણ ટુંક અર્થો લીધેલા છે.

## પદ ૧.

રાગ. ( રામબાણ લાગ્યા હોય શે જાણે, )

ગુણ ગુરૂ ગાએલ હોય સો ગાએ,
એ.લ્યા ભૂત ભવાડે સેને ધાએ. ( ટેક. )

મહા શબદનો મર્મ નાં જાણે,
ૐ ૐ કહેતા જાએ;
વેદ વચનને કોરાણે મૂકી,
મન માનીતું ગાએ. ગુણ ૧.

અકાર ઉકારને વર્લીમકારથી,
શબ્દ અનુપમ થાએ;
જુગ પ્રમાણે એ જાપ ખોળે,
તુર્ત તે મોક્ષ પાએ. ગુણ ૨.

અકાર એતે અલખ અવિનાશી,
મકાર મહા બ્રહ્મ આએ;
ઉકારે ઉત્પન્ને જાણે,
સેજે તે સત્ય પળાએ. ગુણ ૩.

અકાર શબ્દ આપે અલી છે,
મકારે મહમ્મદ થાએ;
ઉકાર શબ્દે ઉનાદ ઉઠે,
(આ) શબ્દ અનુપમ ગાએ. ગુણ ૪.

ઉનાદે શબ્દ આપેજ ઉઠે,
અણ ચિંતવ્યું ઓચરાએ;
એટલી જુક્તિ જો જુગ જાણે,
સેજે અમ્મર પદ પાએ. ગુણ ૫.

અકાર શબ્દે અલખજ ઓલખી,
મદદ મકારે મેલવાએ;
ઉકાર શબ્દે પીરશાહ જપીએ,
કળજુગનો મહિમાએ. ગુણ ૬.

ભેદ અનુપમ આ મુક્ષકેરો,
ખાકી કહે સત્ય ભાયે;
જે જનએ આ જુક્તિ જાણે,
મહાપદનો મહિમાએ. ગુણ ૭.

## પદ ૨.

રાગ. ઉપરનો.

ગુણ ગુરૂ જાણે જ્ઞ હોય શો જાણે,
ઓલ્યા મ્મતામાં મોટપ માણે. ( ટેક )
વિદ્યા વંત્તાનો ડોળ કરીને,
વેષ પોતાનો વખાણે;
પ્રશ્ન પૂંછે ત્યારે ડેં ડેં કરીને,
દાદુર સમ રાડ તાણે. ગુણ ૧.
ઉત્તમ કુળ અવિનાશી કેરૂં,
તેમાં પોતાને જાણે;
પાણી મલે નહિ તે પણ કેરૂં,
( અલ્યા ) શેની તે મૂંછો તાણે. ગુણ ૨.
પોશાક પેહેરી પિન્ડ શોભાવે,
મિસ્ટાનમાં મન્નઃ આણે;
ભેદ વિનાનો ભૈરવ વાહન,
ભભક, ભભક, ભોકાણે. ગુણ ૩.

ધતર મતર કરી ભોળાને ભોળવી,
મન્નમાં તે મોજું માણે;
ધ્યાન ધરમમાં ધોકો સંભાલે,
અજ્ઞાન અંદ્ધ અજાણે. ગુણ ૪.

ફોગટ ફુલે ગુરૂપણામાં,
પક્ષ પોતાનું ન જાણે;
માનની ખાતર ઉંધો મરે છે,
આપ સમ અન્ય ન જાણે. ગુણ ૫.

હરિ તે વોંશનો ડોળ કરે પણ,
ઉગેલ છે ખાર વાણે;
મરૂ ભૂમીમાં મહાધાન્ય કયાંથી,
અજાણ કયાંથી જાણે. ગુણ ૬.

ખાકી કહે ગુણ ગોતીને લેજો,
વોંશ છે વેદ પ્રમાણે;
અવળી વાટે વલી જશોતો,
પસ્તાશો પોતે ટાણે. ગુણ ૭.

# પદ ૩.

રાગ ગરબી.

જાપ રસીલું પીરશાહ પ્યારૂં,
એવા ભજનની મુને ધુન્ન લાગી. (ટેક.)
મહા વાયક આ અતી અદકારી,
ભાગ્ય જેના જેને સુદ્ધ લાગી. જાપ ૧.
અતી ઉમંગી આનન્દ વ્યાપે,
જન્મ મરણ દુઃખ જાએ ભાગી. જાપ ૨.
ચારે વેદનો આજ રહસ્ય છે,
શુરીનર મુનિવરે સાહયે માંગી. જાપ ૩.
કલજુગનો એ મહાત્મ્ય પ્યારૂં,
સત્ય ગોરથી શાન લે માંગી. જાપ ૪.
જે આ શબ્દની સુદ્ધનાં ધરે,
હાથે કરી નર્ક લે માંગી. જાપ ૫.
ભજ્જ ભજ્જ મન્નઆ પીરશાહ પ્યારૂં,
જંજાલ આ જુગની ત્યાગી. જાપ ૬.

શફળ મનુષ્ય દેહ કરતું પ્યારા,
મોહ માયાથી ઝટ્ટ જાગી. જાપ ૭.

અનેક શબ્દમાં આ શબ્દ સાચો,
જપ વિરા વેળા જાએ ભાગી. જાપ ૮.

વચન આ ખાકી સત્ય કહે છે,
સૂર્તા જેની શાહથી લાગી. જાપ ૯.

---

## પદ ૪.

---

રાગ ઉપરનો.

ભજજ ભજજ મન તું પીરશાહ પ્યારા,
વેલા અમુલી આજ હાથ લાગી. (ટેક.)

અમુલ્ય હીરો હાથે લાંધ્યો,
રખે આળશમાં જાએ ભાગી. ભજજ ૧.

અમૃત સમ આ મધુર રસિલું,
ઝટ્ટપટ્ટ લે આળશ ત્યાગી. ભજજ ૨.

મહા વાયક અતી ભેદ ભરેલો,

જો....જો....તું ઝટ્ટ ઉઠ જાગી. ભજજ ૩.

મન્ન ગમતું મુક્તાફળ મલિયું,

કેમ સૂતો એ હત્ત ભાગી. ભજજ ૪.

દેવ રૂષિ સૌ એ અર્થ સાધે,

તુજ આંખે નિંદ્રા કેમ લાગી. ભજજ ૫.

જાએ દુઃખ સેજે જન્મ મરણનાં,

સત્ય ગોરની જેને સુદ્ધ લાગી. ભજજ ૬.

સત્પંથ સાધ્યો શુભ શંકેતે,

પીરશાહ પીરશાહ ધુન્ન લાગી. ભજજ ૭.

મુનિવર મારા આવો આ ઠારા,

સત્ય ગોર પાસે લ્યો માગી. ભજજ ૮.

સુધાસમ પ્યારા વચન આ મારા,

ખાકી કહે લ્યો ઝટ્ટ જાગી. ભજજ ૯.

# પદ ૫.

રાગ. ગરબી હિંચની.

જપો જપોને પીરશાહ જાપ રૂષિરાજ,
જાપ જરૂર ઝેણુ ઝટકે છે;
ટળે ટળે ત્રિવિધીનાં તાપ રૂષિ રાજ,
તિમ્મર તેથી તટકે છે. (ટેક.)

સાખી–શબ્દ અનુપમ વેદનો, શોધીને શુદ્ધ થાઓ;
મહા વાચક મહાભેદનો, શુદ્ધ શોધીને ગાઓ.

મુમુક્ષુને મળે મહા જાપ રૂષિરાજ,
રોમે તે રોમે ખટકે છે. ૧.

સાખી–રણું કાર એ લાગી રહ્યો, સાંસ ઉસાંસે જેમ;
રોમે રોમે વ્યાપી રહ્યો, નુર નારાયણ તેમ.

લાગે ત્યાં વ્રેહનો તાપ રૂષિરાજ,
ખટરાગ અંત્તર ખટકે છે. ૨.

સાખી–સુન શિખર શુર્તા ધરો, કમાન કરડી તાણ;

દમ માંહે તે દમ ભરો, ઝર ઝરતા એ બાણુ.

આપો આપો તે આપણું આપ રૂષિરાજ,

ખૂબીથી ખાટલી ખટકે છે. ૩.

સાખી–મહા વાયક આ વેદનો, કલ્મો કિતાબી પાક;

જાજપો એ ભેદનો, પ્રત્યક્ષ પીરશાહ પાક.

સાથે રાખો સત્ગોરની છાપ રૂષિરાજ,

સુખમણ સેણુ સેજ સટકે છે. ૪.

સાખી–ઉલ્ટા સુલ્ટી આમળો, સોહંમ સાથે જોડ;

સત્ગુરૂ મુખથી સાંભલો, મનથી મ્મતા છોડ.

ખાકી ખોળી જોજે તારૂં આપ રૂષિરાજ,

બાહેર કેમ એમ ભટકે છે. ૫.

# ગજલ.

સેવક સત્પંથના પ્યારા, જરા થાશો નહિ ન્યારા;
ગુરૂજી જગત આધારા, રમોએ ગ્રણમાં પ્યારા. ૧.
રહે દિલએ ચરણ શરણે, ટળે જેથી જનમ મરણે;
બધા દોષોના હરનારા, સદા સાચાને ભજનારા. ૨.
વિમુખ એ ખોટ ખાટે છે, નરકનો સોદો સાટે છે;
તજો એ ફંદ સચિયારા, દયા દિલ્દેવ ધરનારા. ૩.
ફસી પ્રમાદમાં પેહેલા, અજ્ઞાને નર થયા ઘેલા;
સુધારો સેનો કરનારા, નરકનો ભાડ ભરનારા. ૪.
ક્રિયા આચાર ના જાણે, સેવા સરદાર ના માણે;
મુખેથી સાફ લાનારા, સકટ શ્રાપોનું સહેનારા. ૫.
જે નર આચારે ઓછા છે, ધરમનાં સાફ છોછા છે;
થાઓ તે સંગ તજનારા, થજો સત્પંથ ભજનારા.૬.
દયા દિલ દેવ આણીને, સદાના શિષ્ય જાણીને;
કરૂણા જે છે કરનારા, જો ખાકી ખાસ છે તારા. ૭.

## ગજલ.

સેવક સત્પંથનાં સાચા, ન મૂકો પગ હવે પાછા;
થશો નહિ મનના કાચા, હિંધી પાળો સદા વાચા. ૧.
ઢોંગી અહીં ઢોંગ કરશે બહુ, સરળ જન દોરવાસે સહુ;
ભકતની ફેલશે વાચા, જુઓ રણ છીમનાં ડાચા. ૨.
કપટની જાલ રચવાને, ખરેખર વહેર સંચવાને;
નહોતા એ કદી સાચા, રહ્યા રેહેશે સદા કાચા. ૩.
માન મમ્તાનાં દોરેલા, કપટ કૂડેથી ખોરેલા;
તજે સત્પંથ જઈ પાછા, ભજે જે વેહરની વાચા. ૪.
હમે અપ્માન કેમ સહિયે, હશે સત્ય તો શું રહિયે;
હમે શુર વીર તો સાચા, પરમને પાડીયે પાછા. ૫.
એ નર અંહકારે ઘેરેલા, ફિશાદી ફેને ફેરેલા;
ધરમનાં એ સદા કાચા, થયા સત્ગોરથી પાછા. ૬.
અરે સત્પંથના વીરો, સદા સંતોષને ધીરો;
ખાકીની સાંભલી વાચા, સેવો સત્ગોર છે સાચા. ૭.

# સત્પંથિયોને અગત્યની સૂચના.

ઓ મારા વ્હાલા મુનિવરો ! સાચા પ્રેમી જનો ! સત્પંથનાં અનુયાયિઓ ! તમો એક વાર આંખમાંથી નિંદ્રાને ત્યાગી, આળસ અને જડ વૃતી ને દૂર કરી, મનને શાન્ત કરી, જરા ટૂંક પણ સુદ્ધ ભાવનાએ કરી, તમો એકવાર તો તમારા સત્ય ધર્મ તરફ લક્ષ આપી નજર તો કરો ! જગત શું કરી રહેલી છે ? ને તમો શું કરો છો ? તમારા ધર્મ બન્ધુઓ કેવી દશા ભોગવે છે ? તમારા ધર્મ દ્વારમાં કેવા કંટકો પથરાએલા છે ? શું તમોને ધર્મ પ્રેમ છે ? તમારો આત્મ બળ સચેત હોય તો એકંટકો ને દૂર કરી શકો તેમ છે. પણ તમારી ભાવનાઓ એવી ઘડાઈ નથી, કે તમો મારા ઉપરના કરેલા પ્રશ્નોને સમજી શકો ! તેમ તમોને એ વિષયની ચિંત્તા પણ નથી, કે ધર્મ ને કેમ સેવાએ ! ઘણે ભાગે ધર્મને વગર સમજેજ તમો ધર્મ, ધર્મ કહેતા જાઓ છો, પણ, ધર્મને જાણતા નથી, તેમ દેખા દેખીનો ધર્મ પાળો

છો ! તેમ તેવાજ તમારા ધર્મના આગેવાનો ને કાર્ય કર્તાઓ ભિરૂ, નિયમ, ધર્મથી રહીત બની ગએલા હોવાથી ધર્મ ભાવ ભૂલી, મોજ, શોખનાં ભાવોમાં લીન થઇ ગયા છે, તેથી તમારી આંખોમાં ધૂળ નાંખી ધર્મના નામે પૈસા લેઈ પોતાના મોજ, શોખનાં સાધ-નો બનાવે છે. તે તમો પણ પ્રમાદી ને અજ્ઞાની, અંદ્ધ એવા તો થઇ બેડા છો કે જેમ થાએ છે તેમ હમારો ધર્મ છે ! તેવા તમારા લક્ષણો જોઇનેજ અન્ય, ધર્મ, તથા શાખાઓ વાળા પ્રશ્નો તથા નિંદાનાં પ્રહારો કરે જાએ છે, તે છતાં પણ તમારા કોઇની આંખ ઉઘડતી નથી. ' ઘેટાના પેઠે પાછલનું ધડ શિયાળ ખાએ, ને આગળનાં ધડથી ( મુખથી ) ઘેટો ઘાંસ ખાએ, ' તેમ તમારો ઘાટ થઇ ગયો છે. જ્ઞાન વિનાનાં હોવાથી સત્યા-નાં દોરમાં ભોળવાઇ જઈ, ઇમાન ને નાણાનો તમો સ-ત્યાનાશ વાળે જાઓ છો. જો તમો તમારા ધર્મને પુરી રીતે જાણતા હોતે ! તેમ તેને સાર ધાર પૂરો પાળવાની હિમ્મત ધરાવતા હોતે, તેમાં થતી હાનીઓ, તેમ તેમાં કંટકરૂપે આડા આવતા ધર્મ ભિરૂ, આગેવાનોને તમો

ઓળખતા હોતે ! તેમ તેને ટાળવાનો બળ તમારા હાથમાં હોતે તો, આજ અખિલ બ્રહ્માંડમાં પથરાએલો, તેમ ઉત્તમ મનાએલો સુધારો, તમારા સત્પંથમાં મેજુદ છે ! તેમ જેવું નામ છે, તેવાજ ગુણ ધરાવતો તમારો ધર્મ છે, તેથી તમામ વિરોધીયોના મુખ બન્ધ કરી દેનાર છે. પણ તમારા જડપણાનાં પ્રભાવે, તે સર્વ સદ્દગુણો તમો ધર્મીઓ રૂપી રજ, તેનાં ઉપર ઢંકાવવાથી દબાઇ ( સંતાઇ ) ગયો છે. છતાં પણ તેજ રજ રૂપ તમો, તમારા રૂપને ઓળખી, જ્ઞાનની અગ્નીમાં તપી, કાચરૂપી રસ થઇ તેને જો વિંટળાઓ તો, તેનો અખંડ પ્રકાશ બાહેર ઝળકે, ને તે તેજનાં પ્રતિબિંબો વિરોધીઓની આંખોમાં પડી તેઓને આંધળા કરે ! પણ એ સર્વ કેવી રીતે બને, તે તમો પ્રથમ જાણવા શિખો. એજ અરજ.

લી૦ ધર્મ હિત્તેચ્છું,

સૈયદ. બાવા સાહેબ, અહમદઅલી.

# જાહેર ખબર.

નીચે લખેલાં સત્ય ધર્મનાં પુસ્તકો, હમારે ત્યાંથી રોકડા તેમ, વી૦ પી૦ થી, કીમતે મળશે. જો તમોને સત્પંથનાં સાહિત્યને ઉત્તેજન દેવા પ્રેમ ને ઉમંગ જો સાહેબે આપ્યો હોય ! સત્પંથ ઉત્તમ સ્થાને છે, એવું જો જાણવાને સમજવા ઇચ્છવું હોય તો, આ પુસ્તકો ખરીદો, ખરિદાવો, અને તેનો ઉપયોગ કરતા અને કરાવતા થઇ સત્ય ધર્મને મદદ કરો. પુસ્તક, નામ, કીમત સાથે. ટપાલ ખરચ જુદું, લેનાર શિર છે.

| | | | |
|---|---|---|---|
| ‘ભાભારામ સુબોધ.’ | કીમત | રૂ. | ૧॥ |
| ‘નાયાકાકાનો સંવાદ,’ | ,, | ,, | ૦।− |
| ‘સત્યનું સોધન’ | ,, | ,, | ૦॥ તથા ૦। |
| ‘સંત વાણી, | ,, | ,, | ૦)≡ |
| શ્રી. ઇ. પરછા. | ,, | ,, | ૦)≡ |

‘મૃગોદ્ધાર,’ અથવા ‘હરણ હરણી સંવાદ’ નામનું ગ્રંથ તૈયાર થાએ છે, તે માંહે શુકરવારી બીજનું મહાત્મ્ય ઉત્તમ રીતે વ્રણવેલું છે. ક્રોધ અને ભોળપણથી થતા પાપોનું ચીત્ર પણ ઉત્તમરીતે દોરેલું છે. સત્યામાં ભોળપણાથી દોરવાઈ જનાર કેવા ખરાબ થાએ છે, તે સર્વ એક ઉત્તમ રીતે દેખાડેલું છે. કીં. ૦।= છો આના.

# ગ્રાહકોની માંગણી.

'સત્પંથ ચેતામણી' નામનું ગ્રંથ જેમાં ઘણીજ વાતો સત્યપથનાં પ્રેમીજનોને અવશ્ય જાણવા, માનવાને અનુભવવા જોગ હોવાથી, સત્તવર ગ્રાહક થઇ નામ નોંધાવો.

પ્રથમ થનાર ગ્રાહાક પોસે કીંમત રૂ. ૧ાા લેવો, ને તેમનું નામ પુસ્તકનાં પ્રથમ ગ્રાહક તરાંકે પુસ્તકને પાછલજ આપવો. એ લાભ અમુલ હોવાથાં સત્પંથનાં કાર્યને ટેકો આપવા, વીર પુરૂષો ઝટ બાહેર પડશે! ને હમારી જે નેમ છે કે, ૫૦૦, ગ્રાહક થએ પુસ્તક છપાવાં બાહેર મુકવું, એ પણ પૂરાં થશે. તેમ કદી કોઇ સખી ગ્રહસ્થ એ પુસ્તકનાં કાર્ય વિષે. ફંડ, કે બીજી કોઇ યોગ્ય મદદ કરશે તો હમો સાભારે સ્વિકારીશું, અને તેની સવડ ને સગવડ પ્રમાણે કરી આપીશું. તેમ પાછલથી થનાર ગ્રાહક પાસેથી રૂ. ૨) લેવામાં આવશે.

લી० સૈયદ બાવા સાહેબ, અહમદઅલી

મુ० પીરાણા.

[ પોસ્ટ ગિરમથા. ] જી०—અહમદાવાદ.

# જાહેર ખબર.

---

## ગઝલ.

અમે સત્પંથમાં આવ્યા, એથી સત્પંથ અમારો છે;
બાવા કાકા અમે કાવ્યા, એથી સત્પંથ અમારો છે.
મોમિન એ નામને માની, સેવક સંજ્ઞા અમે જાણી;
મુખેથી બોલતા ફાવ્યા, એથી સત્પંથ અમારો છે. ૨
પુરી પ્રશાદ પર પ્રીતી, ખરેખર બાહ્યની રીતી;
અરી ને આરમાં ફાવ્યા, એ રીતે પંથ સુધાર્યો છે. ૩
ગુરૂ ભક્તિ એમાં જાણી, અંતર નિતી એવી આણી;
પુજા આચારથી હાર્યા, એ ભક્તિ જ્ઞાન ધાર્યો છે. ૪
કરે નિંદા જગત બકવા, શું એની હમ્ને છે પરવા ?
આનન્દ આરામમાં ફાવ્યા, સબંધ સાચો અમારો છે. ૫
ગમે તે જ્ઞાનમાં દોર્યું, અમે શું એમનું ચોર્યું ?
ગુરુજી બોલતા આવ્યા, એમાં શું મત અમારો છે. ૬
ભલે શાસ્ત્ર લખ્યા હોઇ, ભીરૂ નર ચાલશે જોઇ;
અમે તો શૂરવીર કાવ્યા, એવો એ પંથ અમારો છે. ૭
ખાવા પીવા તણી આંટી, ક્રિયા આચારની ઘાંટી;
સવારે દોડીયે નાહવા, એથી શું સુખ ધાર્યા છે. ૮
ફસીને ફેનમાં ફૂલ્યા, પડી અન્ય સંગતે ડુલ્યા;
પછી કહેવા બહાર આવ્યા, અરે એ પંથ નઠારો છે. ૯
કરે બકવા બહાર દોડી, ઉપાવી મંડલી જોડી;
નએ હિન્દવેદમાં લાવ્યા, એવો એનો સુધારો છે. ૧૦
પ્રમાદી જન થયા એવા, તજી સત્પંથની સેવા;
બાકી એ વાણીમાં ફાવ્યાં, કે બસ સત્પંથ અમારો છે. ૧૧